# हिंदनी अंग्रेजी राज्यपद्धति.

રચનાર

## બળવંતરામ મહાદેવરામ મહેતા.

આવૃત્તિ પાંચમી.

## સુરત.

ઇ. સ. ૧૯૧૭.



મી૦ કરશનદાસ નારણદાસ બુકસેલર—સુરત.

કીંમત બે આના.

છપાવનાર,

બાલુભાઈ કરસનદાસ નારણદાસ બુકસેલર

ઠે. નાણાવટ, સુરત.

છાપનાર

ઠાકોરદાસ માનસિંહ.

ઠે. "સુરત સીટી" પ્રેસ, ચૌટાના પુલ ઉપર, સુરત.

# પ્રસ્તાવના.



દાકતર હંટરકૃત "હિંદી અધિરાજ્ય" મિ૦ એચ. બી. કૃત "હિંદના રાજ્યનું પ્રથમ પુસ્તક" સને ૧૮૮૮-૮૯ ની સાલનું હિંદ સરકારનું બજેટ, વગેરે ગ્રંથોને આધારે આ ચોપડી રચી છે અને એમાં હિંદની રાજ્યપદ્ધતિની રૂપરેખા માત્ર આપી છે.

હલકા દરજાની સરકારી નોકરીમાં દાખલ થનારા ઉમેદવારોની પરીક્ષાનું ધોરણ સરકારે ઠરાવ્યું છે તેમાં હિંદની રાજ્યપદ્ધતિના જ્ઞાનનો વિષય દાખલ કર્યો છે તેથી આ ચોપડી તેમને ઉપયોગી થઈ પડશે એવી આશા છે. તેમજ હિંદમાં ઇંગ્રેજી અમલ કિયા ધોરણે ચાલે છે તેની ઘણા લોકોને ખબર નથી. અને રાજ્યની સઘળી દોરી પોલીસ અમલદારના અથવા ઘણું તો જીલ્લાના કલેકટરના હાથમાં છે એવું તેઓ માને છે તેથી તેમને પણ આ ચોપડી વાંચવાથી લાભ થશે એવું ધારવામાં આવે છે.

અમદાવાદ, માર્ચ સને ૧૮૯૧.



## બીજી આવૃતિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિ ખપી જવાથી આ આવૃતિ કહાડી છે. એમાં આજ લગીમાં થયેલા ફેરફાર દાખલ કરવામાં આવ્યા છે. ઉપજ ખર્ચના આંકડા હિંદ સરકારના સને ૧૯૦૦-૧૯૦૧ ના બજેટપરથી આપ્યા છે.

અમદાવાદ, જુલાઇ ૧૯૦૨



# हिंदनी इंग्रजी राज्यपद्धति.



હિંદ મોટો ત્રિકોણાકાર પ્રદેશ છે. એનું ક્ષેત્રફળ લગભગ પંદર લાખ ચોરસ મૈલછે અને એમાં ૩૧૫૦,૦૦,૦૦૦ માણસની વસ્તીછે. રૂશિઆ બાદ કરતાં બાકીના આખા યૂરોપ જેટલો એનો વિસ્તાર છે. મહારાજા જ્યોર્જ પંચમ હિંદમાં પધાર્યા તે પહેલાં બંગાળા પ્રાંતનાં બે ભાગ કરવામાં આવ્યા હતા. બંગાળ અને પૂર્વ બંગાળ તથા આસામ અને એ બેમાંના દરેકને લેફ્ટેનન્ટ ગવર્નરના તાબા હેઠળ મુકવામાં આવ્યા હતા. પણ જ્યારે મહારાજા જ્યોર્જ અત્રે પધાર્યા ત્યારે તા૦ ૧૨મી ડિસેમ્બર ૧૯૧૧ને દીને એક જાહેરનામુ તે નામદારે બાહાર પાડ્યું. તેમાં ફરમાવેલું હતું કે બંગાળ પ્રાંતનો એક અખંડ ઇલાકો ગવર્નરના તાબા હેઠળ મુકવામાં આવશે અને બિહાર, છોટાનાગપુર, તથા ઓરિસા એ ત્રણ પ્રાંતનો એક નવો ઇલાકો લેફ્ટેનન્ટ ગવર્નરના તાબા હેઠળ મુકાશે અને તેની રાજધાની પટણા શેહેર થશે. એ ગોઠવણ પ્રમાણે તેર પ્રાંતો નીચે પ્રમાણે છે:—

हिंदना राज्यविभाग

### ગવર્નરના તાબા હેઠળ (ત્રણ ઇલાકા)

૧ મુંબઇ ઇલાકો

૨ મદ્રાસ ઇલાકો

૩ બંગાળ ઇલાકો

### લેફ્ટેનન્ટ ગવર્નરના તાબા હેઠળ (ચાર ઇલાકા)

૧ બિહાર છોટાનાગપુર અને ઓરીસા

૨ આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંત.

૩ પંજાબ

૪ બ્રહ્મ દેશ અથવા બર્મા.

## ચીફ કમિશનરના તાબા હેઠળ (૭ પ્રાંતો)

૧ મધ્ય પ્રાંતો અને વરાડ

૨ વાવ્ય સરહદનો પ્રાંત.

૩ બ્રિટીશ બલુચિસ્તાન

૪ આસામ

૫ અજમેર

૬ કુર્ગ

હિંદના ક્ષેત્રફળનો લગભગ ત્રીજો ભાગ દેશી રાજ્યોથી રોકાયલો છે, અને તેઓમાં ભરતખંડની એકંદર હિંદના વસ્તીના શુમારે પાંચમા ભાગના લોકો વસે દેશી સંસ્થાનો છે. નાનાં મોટાં દેશી સંસ્થાનો સેંકડો છે, પરંતુ મુખ્ય સંસ્થાનો સાઠ કરતાં વધારે નથી. સૌથી મોટાં સંસ્થાનો **હૈદરાવાદ, કાશ્મીર, નેપાળ, જોધપુર, ગ્વાલિયર, મ્હૈસૂર, ભાવલપુર, ભોપાળ, રેવા, ઉદેપુર, ઇંદોર, વડોદરા, પતીઆળા, ત્રાવણકોર, વિકાનેર, અને જેસલમેર** છે. દેશી સંસ્થાનોના બાર જથા નીચે પ્રમાણે કર્યા છે:—

## ગવર્નર જનરલને હસ્તે.

૧ રજપૂતસ્થાન

૨ હૈદરાવાદ (નિઝામનું રાજ્ય)

૩ મધ્યહિંદ એજન્સી અનેબુંદેલખંડ ગ્વાલિયર, ઇંદોર, ભોપાળ.

૪ મ્હૈસૂર.

૫ મણીપુર.

૬ વડોદરા

## સ્થાનિક સરકારની મારફતે

૭ મુંબાઇ સરકારના તાબાનાં દેશી સંસ્થાનો.

૮ મદ્રાસ ,, ,, ,,

૯ બંગાળા ,, ,, ,,

૧૦ પંજાબ ,, ,, ,,
૧૧ સંયુક્ત પ્રાંતની ,, ,, ,,
૧૨ મધ્ય પ્રાંતની ,, ,, ,,

એમાંના એકે સંસ્થાનના રાજ્યકર્તાને લડાઇ કરવાની અથવા પરસ્પર કોલકરાર કરવાની સત્તા નથી, તથાપિ બીજી બાબતોમાં દરેકને પોતાના સંસ્થાનમાં ઓછો વત્તો સ્વતંત્ર અધિકાર આપેલો છે. પ્રત્યેક સંસ્થાનમાં ઇંગ્રેજ સરકાર તરફથી **રેસિડંટ** કે **પોલિટિકલ એજન્ટ** રહે છે તેની વિદ્યમાન તે સંસ્થાન સરકાર જોડે પત્રવ્યવહાર ચલાવે છે. પ્રત્યેક રેસિડન્ટ કે એજન્ટ પોતાને સોંપેલાં સંસ્થાનોપર દેખરેખ રાખી કરાર પ્રમાણે ઠરાવેલી ખંડણી વસૂલ કરે છે. સરકાર જોડે કરેલા કોલકરારો રાજાઓ પાળે છે કે નહિ તે જોવાનું, રજવાડામાં વાંધો પડે તેના ફેસલા પોતાથી થઇ શકે તેવા હોય તે કરવાનું, તથા તેઓમાં પરસ્પર ટંટો થતો અટકાવવાનું કામ એ અધિકારીને સોંપ્યું છે. રાજાઓ તરફથી લોકોપર જૂલમ અથવા અન્યાય થાય છે તેવારે એ અધિકારીઓની માર્ફત સરકાર હાથ ઘાલે છે તે સિવાય તેના રાજકાજમાં વચ્ચે પડવાનો રિવાજ નથી. રાજ્યકર્તાનુ મૃત્યુ થયેથી તેના વારસને ગાદીએ બેસાડે છે. હક્કદાર વારસ ન હોય તો દત્તપુત્રને ગાદી આપે છે. નવો રાજકર્તા બાળક હોય છે તો તેની વતી રાજ્ય ચલાવવાને રીજન્સી નીમે છે અને તે ઉમર લાયક થાય છે ત્યારે તેને ગાદીપર બેસાડે છે. પ્રત્યેક સંસ્થાનની સ્થિતિ તથા કદ પ્રમાણે જોઇતું લશ્કર ઇંગ્રેજ સરકાર રાખવા દે છે.

હિંદ ખાતાનો સ્ટેટ સેક્રેટરી.

સને ૧૮૫૮ ના કાયદાની રૂઇએ હિંદનો અધિકાર કંપનીના હાથમાંથી જઇ રાજ્યગાદીને હાથ આવ્યો તે કાયદા પ્રમાણે **હિંદ ખાતાનો સ્ટેટ સેક્રેટરી** નામે વજીર **કૈસરેહિંદ** એટલે હિંદના શહેનશાહની વતી હિંદ ઉપર અમલ ચલાવે છે. તે ઇંગ્લાંડના મંત્રીમંડળનો સભાસદ છે અને મંત્રીમંડળ બદલાય છે તેની

જોડે એ પણ બદલાય છે. એની કૌન્સિલના સભાસદોની નીમણૂંક સાત વર્ષ પર્યંતની છે; પરંતુ વિશેષ કારણોને લીધે બીજાં પાંચ
इंग्लांडमां
વર્ષ લગી ફરીને નીમી શકાય. એમાં ઓછામાં तेनी कौन्सिल ઓછા દશ અને ઘણામાં ઘણા ૧૪ સભાસદો હોય છે. તેમાંના ૯ જણા હિંદમાં ૧૦ વર્ષ લગી રહેલા અથવા નોકરી કરેલી એવા હોવા જોઇએ. સ્ટેટ સેક્રેટરી તમામ સાધારણ બાબતોમાં પોતાની કૌન્સિલના વધારે સભાસદોના મત પ્રમાણે ઠરાવ કરે છે. પરંતુ તાકીદે કરવાનાં કામોમાં, રાજકીય પત્રવ્યવહાર ચલાવવામાં, અને ગુપ્ત (સીક્રેટ) ખાતાને લગતી બાબતોમાં તેને પોતાની કૌન્સિલની સલાહ પૂછવી પડતી નથી. વળી વરસમાં એકવાર ઘણું કરીને મે મહીનામાં સ્ટેટ સેક્રેટરી પાર્લમેન્ટ આગળ હિંદની આવક ખર્ચનો અડસટો (બજ્જેટ) રજુ કરે છે. અને તેજ વખતે હિંદના નૈતિક તથા આર્થિક સુધારા વધારાનો ટુંક એહવાલ રજુ કરે છે.

वाइसरायनो ओद्धो.

વાઇસરાય અથવા ગવર્નર-જનરલની નીમણુક ગાદીપતિ કરે છે. એ નીમણુકની સાધારણ મુદત પાંચ વર્ષની છે. તેમને હિંદમાં રહી પોતાના ઓદ્ધાનું કામ કરવું પડેછે. હિંદમાં સૌથી મોટા અમલદાર એઓ છે તેઓ મહારાજાના પ્રતિનિધિ છે અને સર્વ રાજ સત્તા તેમના હાથમાં છે.

गवर्नर जनरल इन-कौन्सिल.

**પાર્લામેન્ટના** કેટલાક કાયદાની રૂઇએ **વાઇસરાય અથવા ગવર્નર-જનરલ-ઇન-**કૌન્સિલને હિંદમાં સર્વોપરી સત્તા મળેલી છે, પણ તે ઇંગ્લાંડ માંહેલા હિંદ ખાતાના સ્ટેટ સેક્રેટરીની સત્તાને આધીન છે, કાયદા પ્રમાણે અમલ કરવાની દરેક આજ્ઞા અને દરેક કાયદો ગવર્નર જનરલ-ઇન-કૌન્સિલને નામે નીકળે છે, પરંતુ અમુક * બાબતોમાં કૌન્સિલથી સ્વતંત્રપણે વર્તવાની સત્તા

* અતિ અગત્યની બાબતોમાં, અને વિશેષ કરીને લોકોનાં હિત અને

વાઇસરાયને આપી છે. દેશનો રાજ્યવહીવટ ચલાવવાને સરકારને બે અધિકાર આપેલા હોય છે કાયદા ઘડવાનો (legislative) અને કાયદા અમલમાં મુકવાનો (Executive) તેથી ગવર્નર જનરલની બે કૌન્સિલ છે:—

(૧) **રાજ્યવહીવટ કરનારી કૌન્સિલ**—એમાં ગવર્નર-જન
राज्य वहीवट રલ સિવાય ઘણું કરીને બીજા આશરે ૭ સરકારી
करनारी कौंन्सिल મેમ્બરો હોય છે. જે દેશમાં રાજ્યબંધારણના ઠરાવેલા કાયદા પ્રમાણે રાજ્યનો વહીવટ ચલાવવામાં આવે છે તે દેશના પ્રધાનમંડળને મળતી આ કૌન્સિલ છે. એ સભા થોડા દિવસને અંતરે, બહુધા અઠવાડીઆમાં એકવાર, નિયમસર મળેછે અને પરરાજ્યો જોડે વર્તવાની રીતિ તથા દેશની અંદરના કારભારને લગતી બાબતો વિષે ચર્ચા કરી તેઓનો નિર્ણય કરે છે, અને કાયદા બાંધનારી કૌન્સિલમાં મૂકવાના ખરડા તૈયાર કરે છે. એના મેમ્બરો પરરાજ્યો જોડેનાં કામકાજોનું ખાતું, વસૂલાત ખાતું, લશ્કરી ખાતું, સરકારી બાંધકામોનું ખાતું, ઇત્યાદિ રાજ્યનાં મુખ્ય ખાતાં માંહોમાંહે વહેંચી લે છે. કાયદા પ્રમાણે રાજ્ય ચલાવનાર ભૂપતિ અને તેનો મુખ્ય દીવાન એ બેનુ કામ વાઇસરાય પંડે કરે છે, અને તેના હવાલામાં ઘણું કરીને પરરાજ્ય ખાતું હોય છે. પરરાજ્યો અને મંડળિક રાજ્યો જોડેનાં કામકાજોને લગતા વિષયો વાઇસરાય પંડે કૌન્સિલમાં મૂકે છે.

(૨) **કાયદા બાંધનારી કૌન્સિલ**--આ કૌન્સિલ આખા બ્રિટિશ હિંદને માટે કાયદા બાંધે છે. હિંદમાં જૂદી જૂદી પ્રજાઓ વસે છે, તેમના ધર્મ જૂદા તેમના રીવાજ જૂદા, તેમની રીતભાત જૂદી

---

આબાદીની બાબતોમાં, જે કૃત્યથી હિંદ માંહેલા ઇંગ્રેજ તાબાના મુલકોની સલામતી, શાંતિ અથવા હિતને વિશેષે કરીને હાનિ થાય એવું ગવર્નર જનરલના ધ્યાનમાં આવે તે વારે, અગત્યના આકસ્મિક બનાવો બને તે વેળા.

તેથી હિંદ સરકારનો એવો નિયમ છે કે એક પ્રજાને ફાયદો થાય અને બીજીને ગેરઈનસાફ મળે એમ કદી થવું જોઇએ નહી; કાયદા એવા ઘડવા જોઇએ કે જેથી પ્રજાને અનુકુળ આવે. એ કારણથી સરકારને કાયદા બાંધવામાં મદદ કરવા માટે આ કાયદા બાંધનારી કૌન્સિલ રાખી છે એમાં રાજવહીવટ કરનારી કૌન્સિલના સભાસદો બેસે છે અને વળી તેમની જોડે પ્રજાથી ચુંટાયલા અથવા સરકારથી નીમાયલા સભાસદો પણ બેસે છે. એ કૌન્સિલમાં ૬૮ સભાસદો છે, તેમાં ૩૬ અમલદારો, અને ૩૨ પ્રજા તરફના હોય છે. પ્રજા તરફના પ્રતિનિધિ કેટલાક હિંદુ અને કેટલાક મુસલમાન છે. એની બેઠકોમાં જોવા જવાને છુટ છે. સભાસદોએ કરેલાં ભાષણો ન્યુસપેપરોમાં છપાય છે, તે લોકો વાંચે છે અને તેથી લોકોને જાણ થાય છે કે નવો કાયદો કેવો છે. પ્રજા તરફની કંઇ અડચણો કે વાંધો હોય તો તેપર ધ્યાન પોહચાડીને નવા કાયદામાં ફેરફાર કરવો પડે છે.

નવા કાયદાના ખરડા ગેઝેટમાં અમુક વેળા છપાવા જોઇએ એવો નિયમ છે તેથી તેઓની વધારે ખાતરી લાયક પ્રસિદ્ધિ થાય છે, જોકે કેટલાક ઇલાકાની સરકારો પર વિવેચનને માટે તે પ્રથમ મોકલવામાં આવે છે. ગવર્નર જનરલની એ કૌન્સિલે ઠરાવેલા કાયદા આખા બ્રિટિશ હિંદને કે જેટલા ભાગને માટે ઠરાવ્યા હોય તેટલા ભાગને લાગુ પડે છે.

મુંબાઇ તથા મદ્રાસ તથા બંગાળા ઇલાકાને માટે તથા પંજાબ બિહાર, છોટાનાગપુર ઓરીસા પ્રાંત અને સંયુકત પ્રાંતોને તથા મધ્ય પ્રાંતો માટે કાયદા બાંધનારી પ્રાંતિક કૌન્સિલો ઠરાવેલી છે. મુંબઇ, બંગાળ, તથા મદ્રાસની કૌન્સિલોના વધારાના મેમ્બરોને એ ઇલાકાના ગવર્નરો નીમે છે. અને પંજાબ તથા સંયુકત પ્રાંતો વગેરેની કૌન્સિલોના મેમ્બરોને એ પ્રાંતોના લેફ્ટેનન્ટ–ગવર્નરો નીમે છે. પરંતુ લેફ્ટેનન્ટ–ગવર્નરોએ કરેલી નીમણુકોને માટે ગવર્નર જનરલની મંજુરી લેવી પડે છે. એ કાયદા બાંધનારી ઇલાકાની અને પ્રાંતોની

૭૦૩૬



કોન્સિલો પોત પોતાના ઇલાકાના અને પ્રાંતોને લગતી બાબતો વિષે માત્ર કાયદા કરી શકે છે, અને તેમના ઠરાવેલા કાયદાને માટે ગવર્નર જનરલની મંજૂરી લેવી પડે છે.

ન્યાયની હાઈ કોર્ટો

મુંબાઇ, મદ્રાસ બંગાળા, અને સંયુક્ત પ્રાંતોમાં એક એક હાઇકોર્ટ છે, તેની સત્તા દીવાની અને ફોજદારી કામમાં સર્વોપરિ છે, પરંતુ તેના દીવાની ચૂકાદાપર ઇંગ્લાડમાંની પ્રિવિકૌન્સિલની જ્યુડિશિઅલ કમિટીને છેવટની અપીલ થઇ શકે છે. નાના પ્રાંતોમાંના પંજાબ પ્રાંતમાં મુખ્ય કોર્ટ છે તેમાં ત્રણ જડજો એટલે ન્યાયાધીશો બેસે છે; મધ્ય પ્રાંતોમાં એક જ્યુડિશિઅલ કમિશનર છે તે એકલો બેસે છે; અને અયોધ્યા પ્રાંતમાં બે જ્યુડિશિઅલ કમિશનરો છે. બ્રહ્મદેશમાં એક જ્યુડિશિઅલ કમિશનર અને રીકોર્ડર છે. એ પ્રાંતમાં (યૂરોપી બ્રિટિશ પ્રજાની બાબતમાં રીકોર્ડરને હાઇકોર્ટને જેટલો અધિકાર છે તે સિવાય) જ્યુડિશિઅલ કમિશનરને રંગુન શહેરમાં અને બ્રહ્મદેશના જે કોઇ ભાગમાં યૂરોપી બ્રિટિશ પ્રજાપર આરોપ આવે છે તે ભાગમાં તમામ ફોજદારી કામો ચલાવવાનો અધિકાર રીકોર્ડરનેછે. અમુક કામોને માટે જ્યુડિશિઅલ કમિશનરે અને રંગુનના રીકોર્ડરે ચૂકવેલા દીવાની કોર્ટના દાવાપર કલકત્તાની હાઇકોર્ટને અપીલ થાય છે. રંગુનની વિશેષ કોર્ટના મેમ્બરોનાં સરખાં મત પડે છે તે વારે તે કોર્ટ જે કામ હાઇકોર્ટ તરફ મોકલે છે તેનો પણ તે ચૂકાદો કરે છે, ગારો, ખાશી અને જેન્ટિઆ તથા નાગા, એ ત્રણ ડુંગરી મૂલકો સિવાય આસામને માટે ન્યાયની બાબતમાં કલકત્તાની હાઇકોર્ટની સત્તા સર્વોપરિ છે. એ મૂલકોમાં આસામનો મુખ્ય કમિશનર દીવાની તથા ફોજદારી કામો ચૂકવેછે, અને તેના ચૂકાદાપર અપીલ નથી. ભુતાનની સરહદપર આવેલા દ્વાર પરગણાને માટે વિશેષ નયમો ઠરાવ્યા છે.

હિંદની ન્યાયની અદાલતોમાં જે કાયદા પ્રમાણે ઇન્સાફ કરવામાં આવે છે તે કાયદા મુજબ મુખ્યત્વે ત્રણ પ્રકારના છે:—(૧) ઉપર કહેલી હિંદની કાયદા બાંધનારી (વરિષ્ઠ અને પ્રાંતિક) કૌન્સિલોએ અને તેમની પહેલાની સભાઓએ કરેલા કાયદા; (૨) હિંદને લાગુ પડતા બ્રિટિશ પાર્લામેન્ટના કાયદા; અને (૩) હિંદુઓ અને મુસલમાનોને લગતી બાબતોમાં તેમના વારસાના અને સંસારી કાયદા; અમુક જાત અને નાતના લોકોને લગતા શિરસ્તા કાયદા.

ब्रिटिश हिंदना कायदा.

ગવર્નર–જનરલ–ઇન–કૌન્સિલની હકૂમત હિંદના તમામ ભાગ પર સરખી શ્રેષ્ઠ ઠરાવેલી છે ખરી, તથાપિ વહીવટમાં તેનો અધિકાર સઘળે પ્રત્યક્ષ ચાલતો નથી, આપણે પાછળ કહી ગયા છીએ કે રાજવહીવટનાં સાધારણ કાર્યોને અર્થે બ્રિટિશ હિંદના ઇલાકા તથા પ્રાંતો ઠરાવ્યાછે, અને તે દરેકમાં વહીવટ કરનાર ગવર્નમેન્ટ (સરકાર)છે, તે ઓછી વત્તી સ્વતંત્રા ભોગવેછે. મુંબાઇ, બંગાળ અને મદ્રાસ એ ત્રણે ઇલાકામાં પોતપોતાનું લશ્કર અને મુલ્કી ખાતું (સિવિલ સર્વિસ) છે. એ દરેકપર ગવર્નરનો અમલ ચાલે છે અને તેની નીમણુંક પ્રત્યેક્ષ ઇંગ્લાંડથી થાય છે. તેના ઓદ્ધાની મુદ્દત પણ પાંચ વર્ષની છે. એ પ્રત્યકમાં એક રાજ્યવહીવટ કરનારી અને એક કાયદા બાંધનારી કૌન્સિલ છે. અને તેનાં કામો ગવર્નર જનરલની કૌન્સિલોનાં જેવાંજ છે. તથાપિ તેઓના ઠરાવેલા કાયદાને ગવર્નર–જનરલની મંજૂરી જોઇએ છે. પોત પોતાના ઇલાકાને માત્ર લાગુ પડે તેવાજ કાયદા તેઓ ઠરાવે છે અને ગવર્નર જનરલની મંજૂરી માગે છે. એમ એ ત્રણે ઇલાકાને પોત પોતાના ઇલાકાને લગતા કાયદા બાંધવાની સભા છે; અને સાધારણ રાજ્યવહીવટની બાબતોમાં ગવર્નર–જનરલ કવચિત્ હાથ ઘાલે છે. તથાપિ આખી હિંદને લગતી કેટલીક સામાન્ય બાબતો—સમગ્ર રાજ્યનું મહેસૂલ, દેશનો બચાવ, અને પરરાજ્યો તથા દેશી સંસ્થાનોને

मद्रास, बंगाळ मुंबइ इलाका

લગતી ગોઠવણો--ની વ્યવસ્થા વરિષ્ઠ સરકાર તરફથી પ્રત્યક્ષ કરવામાં આવે છે. વળી ટપાલખાતાનો તથા તારખાતાનો વહીવટ પણ એની પ્રત્યક્ષ હકૂમત નીચે છે. રેલવેનો વહીવટ પણ ઘણે દરજ્જે એજ સરકારના હુકમ અથવા સલાહ પ્રમાણે ચલાવવામાં આવે છે.

नॉन-रेग्युलेशन प्रांतो

કાયદા બાંધનારી કૌન્સિલોની માર્ફત ઠરેલા કાયદાથી કેટલાક પ્રાંતોને બાતલ રાખ્યા છે. એ પ્રાંતોને **નૉન રેગ્યુલેશન પ્રાંતો** કહેવામાં આવે છે, તેઓ ઉપર **હાઈ કોર્ટ**નો અધિકાર નથી. ઉદાહરણ, મુંબાઇ ઇલાકામાંનો સિંધ પ્રાંત **નૉન-રેગ્યુલેશન** પ્રાંતછે. વસૂલ ઊઘરાવવામાં અને દીવાની ન્યાય કરવામાં કામદારોને પોતાનો અખત્યાર વાપરવાની વધારે છૂટ આપેલી છે; વહીવટના ધારાને પૂરેપૂરા ન લગાડતાં સ્થાનિક જરૂરીઆતો પ્રમાણે વર્તવામાં આવે છે; ન્યાય અને રાજ્યવહીવટ ચલાવનારા ખાતાં ઘણે દરજ્જે તેના તેજ અમલદારોને સોંપેલાં હોય છે. એ પ્રાંતોનો રાજ્યવહીવટ કેવળ બેકાયદે કે સ્વેચ્છિક રીતે ચલાવવામાં આવતો નથી. રેગ્યુલેશન પ્રાંતોના કાયદાનો ભાવાર્થ ધ્યાનમાં રાખી અમલદારો વર્તે છે. પરંતુ જે કાયદા તેમને લાગુ કરવામાં નથી આવ્યા તેઓના શબ્દે શબ્દો પ્રમાણે વર્તવાને તેઓ બંધાયલા નથી. એવા પ્રાંતોના કામદારોને સનંદી સિવિલ સર્વિસમાંથીજ પસંદ કરતા નથી, પણ લશ્કરી અમલદારો અને બિન સનંદી નોકરીમાંથી એ પસંદ કરવામાં આવે છે. રેગ્યુલેશન પ્રાંતના જીલ્લાનો વહીવટ કરનાર વરિષ્ઠ અધિકારીને **કલેક્ટર-માજીસ્ટ્રેટ** કહેછે.

डेप्यूटि कमिशनर.

**નૉન-રેગ્યુલેશન** પ્રાંતના જિલ્લાના જેવાજ કામદારને **ડેપ્યુટી કમિશનર** કહેછે; અને (પંજાબ પ્રાંત શિવાય નૉન-રેગ્યુલેશન પ્રાંતના સર્વોપરિ અમલદારને લેફ્ટેનંટ ગવર્નર ન કહેતાં મુખ્ય કમિશનર કહે છે. મધ્યપ્રાંતો, અને આસામ, એ નૉન-રેગ્યુલેશન પ્રાંતોનાં દૃષ્ટાંત છે. બંગાળામાં અને સંયુક્ત પ્રાંતોમાંએ નૉન-રેગ્યુલે-

શન પ્રાંતો છે. એ પ્રાંતોના જિલ્લાનો વહીવટ ચલાવનારા મુખ્ય અમલદારને 'ડેપ્યુટી કમિશનર' કહે છે તેપરથી તેઓ સદા ઓળખાઇ આવે છે.

દરેક ઇલાકાના ભાગને પ્રાંત કહે છે અને પ્રાંતોના ભાગને જીલ્લા કહેછે. જીલ્લાના અમલદારને કલેકટર કહે છે. તે પોતાના અધિકાર તળેના જીલ્લાનો જવાબદાર ઉપરી છે. તેણે પંડે કરવાનાં કામો ભિન્ન ભિન્ન પ્રકારનાં છે, અને જેનામાં પુષ્કળ જ્ઞાન અને અસાધારણ બુદ્ધિ હોય તેજ એ કામો યથારિથત અને બહુ સારી રીતે કરી શકે. સારા કલેકટરો પંડે ગામડાના લોકોના સુખને લગતી દરેક બાબતમાં ઘણી હોંસથી કામ કરે છે. અને તેઓને પોતાના સ્થળોમાં ઘણી સ્વતંત્રતા તથા પોતાના મનથી હરકોઇ કામ ઉઠાવવાની કેટલીક છુટ આપેલી છે. પંજાબ, અયોધ્યા મધ્ય પ્રાંતો, બ્રહ્મદેશમાં કલેક્ટરને ડેપ્યુટી કમિશનર કહે છે. મુંબાઇ ઇલાકામાં કલેકટરોના ઉપરીને કમિશનર કહેવામાં આવેછે. એ ઇલાકામાં એવા ત્રણ કમિશનરો છે. એક ઉત્તર વિભાગમાં એક મધ્ય વિભાગમાં અને એક દક્ષિણ વિભાગમાં કલેકટરને માજિસ્ટ્રેટ પણ કહે છે.

**कलेक्टर माजि-स्ट्रेटना कर्तव्यो**

" કલેકટરનો અર્થ મહેસૂલ ઉઘરાવનાર મ્હોટો અમલદાર એવો થાય છે, કેમકે જૂના વખતમાં એ તેમનું મુખ્ય કામ હતું. પણ હવે તેઓ કલેકટર અને માજિસ્ટ્રેટ કહેવાય છે. કલેકટર—માજિસ્ટ્રેટના નામનો અર્થ જોતાં તેને કરવાનાં કામ બે પ્રકારનાં છે, તે મહેસૂલ ખાતાનો કામદાર હોઇ જમીનનું મહેસૂલ તથા બીજે ખાતેથી વસુલ ઉઘરાવે છે; મહેસૂલને લગતા તથા ફોજદારી કામને લગતા અસલ દાવા તથા તે ઉપરની અપીલો પણ તે ચૂકવે છે. કલેકટર અને માજિસ્ટ્રેટ એ માજિસ્ટ્રેટ એ નામોમાં તેને કરવાનાં બધાજ કામોનો સમાવેશ થતો નથી. પોતાના જિલ્લાની પોલીસ, તુરંગ, કેળવણી, મ્યુનિસિપાલીટીઓ, રસ્તા, આરોગ્યતા, દવાખાનાં, સ્થાનિક કર વેરા,

અને અધિરાજ્યનું મહેસૂલ એ સર્વ બાબતો વિષે તેની નિત્ય કાળજી રાખવી પડે છે. તેણે દેશીઓના રિવાજોની માહિતી મેળવવી જોઇએ અને તેને તેમની ભાષા બોલતાં આવડવી જોઇએ. કાયદામાં, હિસાબી કામમાં, મોજણીના કામમાં, અને સરકારી કાગળ પત્રો લખવામાં તે કુશળ હોવો જોઇએ. તેને કૃષિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, અને ઇજનેરી કામનું પણ કાંઇક જ્ઞાન હોવું જોઇએ. વળી તેણે તમામ વર્ગના જોડે સભ્યતાથી ચાલવું જોઇએ, અને પોતાના તાબાના અમલદારોથી થતો અન્યાય અટકાવવો જોઇએ.

બ્રિટિશ હિંદમાં જીલ્લાની એકંદર સંખ્યા સુમારે ૨૬૭ છે. તેઓનાં કદ અને વસ્તીની સંખ્યા બહુજ ભિન્ન ભિન્ન છે. તેઓનું સરાસરી ક્ષેત્રફળ ૩,૮૪૦ ચોરસ મૈલ અને સરાસરી વસ્તી ૮,૦૦,૭૨૩ માણસની છે. મદ્રાસ ઇલાકાના જિલ્લા સરાસરી ઘણાજ વિસ્તારવાળા અને ઘણીજ ધાડી વસ્તીવાળા છે.

બ્રિટિશ હિંદમાં જિલ્લાની સંખ્યા તેઓનાં કદ અને વસ્તી.

મદ્રાસ સિવાય બીજા દરેક પ્રાંતમાં જિલ્લાના જથા કર્યા છે તેઓને **વિભાગો** કહેછે. એમાંનો દરેક વિભાગ કમિશનરના હવાલામાં છે. સિંધના સર્વથી ઉપરી અમલદારને **કમિશનર** કહે છે. મુંબાઇ ઇલાકા માંહેલા ગૂજરાત, મહારાષ્ટ્ર, દક્ષિણ મહારાષ્ટ્ર, ઉત્તર કાનડાના અરાઢ જિલ્લાના ત્રણ ભાગ કર્યા છે. એકનું નામ ઉત્તર ભાગ, બીજાનું નામ મધ્ય ભાગ, અને ત્રીજાનું નામ દક્ષિણ ભાગ છે. તેમાંના દરેક ભાગના ઉપરીને **કમિશનર** કહે છે. ઉત્તર ભાગમાં અમદાવાદ, ખેડા. પંચમહાલ, ભરૂચ, સુરત, થાણા અને કોલાબા છે; મધ્ય ભાગમાં નાશક, ખાનદેશ, અહમદનગર, પુણા, શોલાપુર, અને સતારા છે; અને દક્ષિણ વિભાગમાં બેલગામ, ધારવાડ કલાદગી, કાનડા, અને રત્નાગિરિ છે. ઉત્તર ભાગના કમિશનરના તાબામાં પાલણનપુર, મહીકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ, ખેડા, સુરત, થાણા, અને કોલાબાની પોલિટિકલ એજન્સીઓ છે અને

તેનું હેડક્વાર્ટર અમદાવાદમાં છે; ખાનદેશ, સતારા, અને સોલાપુરની પોલિટિકલ એજન્સીઓ મધ્ય ભાગના કમિશનરના તાબા હેઠળ છે અને પુણામાં તેનું હેડક્વાર્ટર છે; તથા ધારવાડ અને સાવંતવાડીની પોલિટિકલ એજન્સીઓ દક્ષિણ ભાગના કમિશનરના તાબા હેઠળ છે અને તેનું હેડક્વાર્ટર બેલગામમાં છે.

તાલુકા.

એ જીલ્લાના વળી નાના નાના ભાગો કરેલા છે. તેઓને બંગાળામાં પેટા વિભાગો, મુમ્બાઇ અને મદ્રાસમાં તાલુકા અને ઉત્તર હિંદમાં બહુધા તેહસિલો કહે છે.

કલેક્ટરના મદદ-નીસો.

જિલ્લાના કલેક્ટરને મદદ કરવાને આસિસ્ટંટ કલેક્ટરો અને ડેપ્યુટી કલેક્ટરો હોય છે. તેઓને કલેક્ટર તરફથી જે તાલુકા સોંપવામાં આવે છે તેઓમાં પોતપોતાની કચેરીઓ સહિત ફરી તેઓ ઉપજ ખાતાની તપાસ કરે છે તથા ફોજદારી કામ ચલાવે છે. એમનાથી ઉતરતે દરજ્જે જે અમલદારો છે તેઓ મુમ્બાઇ ઇલાકામાં મામલતદારો કહેવાય છે. પ્રત્યેક તાલુકા માટે જુદો મામલતદાર હોય છે, અને તાલુકો ઘણો મોટો હોય છે તો તેના પેટા મહાલ કરી મહાલકરી નામે અધિકારી રાખવામાં આવે છે. મામલતદારને વસુલાત ખાતાનો તથા માજીસ્ટ્રેટનો અધિકાર હોય છે. મામલતદારના હાથ નીચે અવલ કારકુન હોય છે તેને પણ માજિસ્ટ્રેટનો અધિકાર આપેલો હોય છે. મામલતદારોના વર્ગ બાંધ્યા છે અને વર્ગ પ્રમાણે પગાર ઠરાવ્યા છે. માજિસ્ટ્રેટના ત્રણ વર્ગ છે. પહેલો, બીજો, અને ત્રીજો. પહેલા વર્ગના માજિસ્ટ્રેટને બે વર્ષ પર્યંત કેદની તથા રૂ. ૧૦૦૦) લગી દંડની શિક્ષા કરવાનો, બીજા વર્ગના માજિસ્ટ્રેટને છ મહીના લગી કેદની તથા રૂ. ૨૦૦) લગી દંડની શિક્ષા કરવાનો, અને ત્રીજા વર્ગના માજિસ્ટ્રેટને એક માસની કેદની તથા રૂ. ૫૦ લગી દંડની

શિક્ષા કરવાનો અધિકાર છે. બીજા તથા ત્રીજા વર્ગના માજિસ્ટ્રેટોના ફેસલાપર ડિસ્ટ્રિક્ટ માજિસ્ટ્રેટને અપીલ થઇ શકે છે. ડિસ્ટ્રિક્ટ માજિસ્ટ્રેટને પહેલા વર્ગના માજિસ્ટ્રેટના જેટલો અધિકાર છે અને તેના ચૂકાદાપર તથા પહેલા વર્ગના માજિસ્ટ્રેટના ચૂકાદાપર સેશન જડજને અને છેવટે હાઇકોર્ટને અપીલ થઇ શકે છે. કલેક્ટર અને ડિસ્ટ્રિક્ટ માજિસ્ટ્રેટ એ બંને ઓદ્ધા એકજ પુરૂષને આપવામાં આવે છે; તેઓ જુદા નથી હોતા. ગામોની વસૂલાત તથા ફોજદારી કામને તલાટીઓ, મુખી પટેલો, અને પોલીસ પટેલો હોય છે.

**પોલીસ ખાતુ.**

દરેક જિલ્લાને માટે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ છે અને તેને સહાય કરનારા આસિસ્ટન્ટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટો પોલીસ ઇન્સ્પેક્ટરો, ચીફ કોન્સ્ટેબલો, વગેરે અધિકારીઓ છે. પોલીસનું કામ ગુનાહ થતા અટકાવવાનું તથા તોહમતદારોને પકડી ઇન્સાફને માટે માજિસ્ટ્રેટોને સ્વાધીન કરવાનું છે. પોલીસ ખાતાના ઉપરી અમલદારને ઇન્સ્પેક્ટર જનરલ આવ્ પોલીસ કહે છે. હમણા બ્રિટિશ હિંદના પોલીસ ખાતામાં શુમારે દોઢ લાખ કામદારો, અને ગામડાંની પોલીસમાં આશરે સાત લાખ માણુસો છે. હવડાં પોલીસના ચઢતાં દરજ્જાના માણુસોની કેળવણીને માટે સ્કૂલો સ્થાપંવામાં આવી છે જયાં તેમને પોલીસના કામની સારી બીજી માહીતી તથા શિક્ષણ આપવામાં આવે છે.

**ન્યાય ખાતાની બીજિ શાખા**

ન્યાય ખાતાની બીજી મોટી શાખાછે તેમાં સબોર્ડિનેટ જડજો, સ્માલકાઝ કોર્ટના ન્યાય ખાતાની જડજો, આસિસ્ટન્ટ જડજો, અને ડિસ્ટ્રિક્ટ જડજો છે. સબોર્ડિનેટ જડજોના બે વર્ગ પાડી કેટલાક દરજા ઠરાવ્યા છે, અને તેમને પોત પોતાના વર્ગના દરજા પ્રમાણે પગાર મળે છે. એ અધિકારીઓ બહુધા લેણુદેણુ, વારસાહિક દીવાની દાવા ચૂકવે છે; અને આસિસ્ટન્ટ જડજો તથા જડજોને દીવાની કામ અને દીવાની ફોજદારી અપીલો ચૂકવવાનો અધિકાર છે. મોટા અપરાધીઓનો

ઇન્સાફ તેઓ કરે છે. ફાંસીની શિક્ષા કરવાનો જડજોને અધિકાર છે, પરંતુ હાઇ કોર્ટની મંજુરી મળેથી ફાંસી દેવામાં આવે છે. એવાં મોટા ફોજદારી કામની તપાસ વખતે તેમની જોડે ઇન્સાફ કરવામાં જયુરીઓ અને આસેસરો રાખવામાં આવે છે માજિસ્ટ્રેટના ફોજદારી ફેસલા ઉપર થયેલી અપીલો ચૂકવવામાં જયુરીઓ કે આસેસરો હોતા નથી. ન્યાય ખાતાની તમામ કચેરીઓ (હરકોઇ દીવાની અને ફોજદારી કોર્ટોને) માથે હાઈ કોર્ટો છે. મુંબાઇ ઇલાકાની હાઇ કોર્ટને તાબે સિંધ પ્રાંત નથી (કેમકે તે નૉન-રેગ્યુલેશન પ્રાંતછે), તથા તાબેદાર દેશીરાજ્યો ઉપર પણ તેમનો અખત્યાર ચાલતો નથી.

બીજા વર્ગના સબાર્ડિનેટ જડજોને એક હજાર રૂપિઆ લગીના દાવા ચૂકવવાનો અખત્યાર છે, અને પહેલા વર્ગના સબાર્ડિનેટ જડજોને એક હજાર ઉપરાંતથી માંડીને એક લાખ અને તેથી વધારે રકમ સુધીના દાવા ચૂકવવાનો અધિકાર છે. બીજા વર્ગના સબાર્ડિનેટ જડજોના ફેસલાપર ડિસ્ટ્રિક્ટ જડજોને અપીલ થઇ શકે છે. એવી અપીલ તેઓ પંડે સાંભળે છે, અથવા તેનો ચૂકાદો કરવાનું કામ પોતાના તાબાના પહેલા વર્ગના સબાર્ડિનેટ જડજને સોપેછે. દાવાની રકમ રૂ. ૫૦૦૦) ની અંદર હોયછે તેવારે પહેલા વર્ગના સબાર્ડિનેટ જડજોના ફેસલાપર ડિસ્ટ્રિકટ જડજને અપીલ થઇ શકે છે, અને કાયદાની તકરાર હોય તોજ ડિસ્ટ્રિકટ જડજે ચૂકવેલી અપીલપર હાઈ કોર્ટને અપીલ થઇ શકે. એ ઉપરાંતની રકમના દાવાની અપીલ થઇ શકે. એ ઉપરાંતની રકમના દાવાની અપીલ હાઈ કોર્ટને બહારો બહાર કરવી જોઇએ. દશ હજાર અથવા તે કરતાં વધારે રૂપિયાની રકમના દાવાની અપીલપર ઇંગ્લાંડની પ્રિવિ કૌન્સિલને અપીલ થઇ શકે. પહેલા વર્ગના સબાર્ડિનેટ જડજોને રૂ. ૫૦૦) લગીના અને બીજા વર્ગના સબાર્ડિનેટ જડજોને રૂ. ૫૦) લગીના નાના નાના દાવા ચૂકવવાનો અધિકાર સરકાર આપી શકે એવો કાયદો છે, અને એ અધિકાર મળેથી તેમના ફેસ-

લાપર અપીલ નથી. **સ્મોલ કાઝ કોર્ટના જડજો** નાની રકમના કજીઆ ચૂકવે છે અને તેમના ફેસલાપર પણ અપીલ નથી.

દીવાની અદાલતોમાં હરકોઈ માણુસ દાવો કરી શકે છે અને હરકોઇ માણુસપર દાવો થઇ શકે છે તેમ સરકાર દાવો કરી શકે છે અને સરકારપર દાવો થઇ શકે છે; અને ન્યાયાધીશોના ઠરાવ ગરીબમાં ગરીબ માણુસને માન્ય કરવા પડે છે તેમ સરકારને પણ માન્ય કરવા પડે છે; સરકારે મંજૂર કરેલા જેટલા પ્રજાને લાગુ પડે છે તેટલાજ સરકારના નોકરોને લાગુ પડે છે.

આખા હિંદમાં બધાને લાગુ પડે એવો **ફોજદારી કાયદો** ઠરાવી તે અમલમાં લાવવાને સરકાર પ્રયત્ન કરે છે તેથી પ્રજાના જાનમાલનું સંરક્ષણ ઠીક થાય છે. એ કાયદાને લીધે તથા અપરાધ કરી દેશી રાજ્યોમાં કે સરકારી બીજા પ્રાંતોમાં નાશી જઇ બચી જઇ શકાતું નથી તેથી આગલા વખત કરતાં હમણા અપરાધોનો અટકાવ વધારે થાય છે અને ગુનેહગારો યોગ્ય શિક્ષા પામે છે, દેશી રાજ્યોમાં લૂટનારાને તથા બારવટીઆને પકડી સજા કરવામાં ઇંગ્રેજ સરકાર મદદ કરે છે. દરેક ફોજદારી કોર્ટની કેટલી રચના છે તે કાયદામાં ઠરાવ્યું છે તથા પ્રત્યેક ન્યાયાધીશ કયા ગુનાહ ચૂકવી શકે તેઓના વર્ગ પાડયા છે. પોલીસે ગુનાહાની તજવીજ શી રીતે કરવી, અપકૃત્યોનો અટકાવ કેવી રીતે કરવો, ગુનેહગારોને ન્યાયાધીશોની રૂબરૂ શી રીતે હાજર કરવા, અપીલો શી રીતે કરવી, વગેરે બાબતોની વ્યવસ્થા ઠરાવી છે. પ્રતિવર્ષમાં કેટલા અને કેવા પ્રકારના અપરાધો બન્યા અને તેમાંના કેટલા પકડાયા, ચોરાયલો માલ કેટલો જડયો વગેરેની તજવીજ કરી પોલીસના કામ પર ખૂબ તપાસ સરકાર રાખે છે. કાયદાનો અમલ બરોબર થાય છે અને પોલીસ તથા ન્યાય કરનારા યોગ્ય રીતે વર્તે છે તેની દેખરેખ **હાઇ કોર્ટો** રાખે છે તથા જ્યાં **હાઈ કોર્ટોનો** અધિકાર નથી ત્યાં કમિશનર રાખે છે. ગવર્નર–જનરલને, ગવર્નરોને, તથા બીજા મોટા નાના તમામ અધિ-

કારીઓને કાયદાથી અમુક અધિકાર મળેલો છે તે પ્રમાણે તેઓ અમલ કરે છે.

આગળ મુંબઇ, મદ્રાસ તથા બંગાળાના જૂદા જૂદાં સૈન્ય હતાં. પણ હાલમાં લશ્કરની વ્યવસ્થા જૂદી રીતે કરી છે. આખું હિંદી સૈન્ય બે ભાગમાં વેંહચાયલું છે–ઉત્તર સૈન્ય જેમાં ૧૩૦,૦૦૦ સિપાહીઓ છે, જેમાંનું ૪૧૦૦૦ બ્રિટિશ સિપાહી છે, ૮૭,૫૦૦ દેશી સિપાહી છે અને ૧૫૦૦ બ્રિટિશ અમલદારો છે; દક્ષિણ સૈન્ય જેમાં ૧૦૫,૦૦૦ સિપાહીઓ છે, તેમાં ૩૪,૫૦૦ બ્રિટિશ સિપાહીઓ, ૬૯૦૦૦ દેશી સિપાહીઓ અને ૧૨૦૦ અંગ્રેજ અમલદારો છે. આ પ્રમાણે ૨૩૫,૦૦૦નું હિંદી લશ્કર છે, જે હિંદની વસ્તી તથા વિસ્તારના પ્રમાણમાં બહુજ નાનું છે. એનો ખરચ દર વરસે ૨૭ કરોડ રૂા. થાય છે.

વળી વૉલન્ટિયર સૈન્ય પણ છે. તેમાં હિંદમાં વસ્તી યૂરોપીયનો, યુરેઝીયનો અને થોડાક પાર્સીઓ છે. તેમને કશો પગાર મળતો નથી. લડાઇ સમયે તેમનું કામ શેહેરો, રેલ્વે વગેરેનું રક્ષણ કરવાનું છે. તેની સંખ્યા ૩૬૦૦૦ ની છે.

ઇમ્પિરયલ સર્વિસ ફોર્સ નામનું એક અગત્યનું સૈન્ય છે. તેમાં દેશી રાજ્યના સિપાહીઓ છે, તેમને બ્રિટિશ અમલદારો કવાયદ આપે છે, પણ તે દેશી રાજ્યના તાબામાં છે, અને લડાઇ સમયે બાદશાહી લશ્કર સાથે જોડાય છે. એવા ૨૫૦૦૦ સિપાહીઓ છે.

વાવ્ય સરહદ પ્રાંતમાં ત્યાંના રહીશોનું એક નાનું લશ્કર બનાવ્યું છે. તેને ટ્રાઇબલ મિલિશ્યા કહે છે. તેમને પણ સારી કવાયદ આપી છે. તેનું કામ તે પ્રાંતમાં શાન્તિ જાળવવાનું છે. લડાઇ સમયે તે પણ બાદશાહી લશ્કર સાથે શામેલ કરવામાં આવે છે.

વાવ્ય સરહદથી હંમેશા પરદેશીઓ હિંદપર ચઢી આવતા. ત્યાં હવે રેલ્વે, રસ્તાઓ તથા મજબુત કિલ્લેબંદી કરવામાં આવી છે. વળી જબરદસ્ત અંગ્રેજી તથા દેશી લશ્કર પંજાબમાં રાખ્યું છે, જે સરહદપર તરત જઇ શકે છે.

એ બધાં સૈન્યનો વડો અમલદાર કમાન્ડર-ઇન-ચીફ ઑફ ઇન્ડિઆ કહેવાય છે અને તે ગવર્નર જનરલની કૌન્સિલનો સભાસદ છે.

નૌકા સૈન્ય ખાતું

પશ્ચિમે કેપ આવ્ ગુડ હોપથી પૂર્વે માગેલનની સામુદ્રધુની પર્યંત સાગરોમાં ફરનારાં વહાણોનું રક્ષણ કરવાને હિંદ સરકારે નૌકા સૈન્ય રાખ્યું છે તેના ઉપરીને નૌકા સૈન્યનો કમાંડર-ઇન-ચીફ કહે છે.

સરકારી બાંધકામ ખાતું.

સરકારી મકાનોની સંભાળ લેવી, નવાં બાંધવાં, રસ્તા, રેલ્વે, નહેરો અને પૂલો વગેરે તમામ બાંધકામને સારૂ એન્જિનીઅરનું ખાતું છે તેને પબ્લિક વર્કસ ડીપાર્ટમેન્ટ કહે છે.

હમણા રેલ્વેનો વિસ્તાર શુમારે ૨૫,૫૨૮ મૈલ જેટલો છે અને દર વર્ષે એમાં ઉમેરો થતો જાય છે. કેટલીક રેલ્વે ખાનગી કંપનીઓની બાંધેલી છે, કેટલીક દેશી રાજાઓની છે, અને કેટલીક સરકારી છે. સને ૧૮૯૫ની સાલની આખર લગીમાં રેલ્વે પાછળ ૨૪૯ કરોડ રૂપિયાથી વધારે ખર્ચ થયો હતો. હિંદમાં જે રેલ્વે કંપનીઓએ રેલ્વે બાંધેલી છે તેઓને દર વર્ષે દર સેંકડે ચાર કે પાંચ ટકાના વ્યાજની હિંદ સરકારે બાંહેધરી આપી છે. એટલું વ્યાજ ન ઉપજે તો સરકારે તે ખોટ ભરી આપવી જોઇએ. પરંતુ એ ખોટની રકમ રેલ્વે કંપનીને ખાતે ઉધારવામાં આવે છે અને રેલ્વે કંપનીએ એ તે પાછી આપવી જોઇએ. વધારે વ્યાજ ઉપજે છે તો કંપનીને ખાતે ઉધારેલી રકમ વસૂલ થતાં સુધી વધારાની કુલ રકમ સરકાર લે છે, અને તેમાંથી ચાર પંચમાંશ પોતે રાખી એક પંચમાંશ કંપનીને આપે છે.

કેળવણી ખાતું

પ્રજાને કેળવણી આપવાનું કામ કરવાને કેળવણી ખાતું છે. આખા હિંદના કેળવણી ખાતાના ઉપરી અમલદારને ડિરેક્ટર-જનરલ આવ્ એજ્યુકેશન કહે છે. ઇલાકાના ઉપરી અધિકારીને ડિરેક્ટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન કહે છે. ઇંગ્રેજી ભાષાવડે સામાન્ય કેળવણી આપવાને સ્કૂલો

અને કોલેજો છે. વૈદ્યકવિદ્યા શીખવવાને કેટલાંક મોટાં શહેરોમાં મેડિકલ કોલેજો છે; એન્જિનીઅરનું કામ શીખવવાને એન્જિનીઅરિંગ કોલેજોછે; કાયદા ભણવાને લૉ કલાસો, અને હુનરો શીખવવાને હુનરશાળાઓ સ્થાપેલી છે. દેશી ભાષાઓમાં કેળવણી આપવાનું કામ શીખવવાને ટ્રેનિંગ કોલેજો છે, અને દેશી ભાષાવડે બાળકો અને બાળકીઓને પ્રાથમિક કેળવણી આપવાને હજારો નિશાળો છે. સારાં પુસ્તકો રચનારાને યોગ્ય ઉત્તેજન મળે છે, તથા ખાનગી નિશાળોને નાણાંની બક્ષિશ મળે છે.

વૈદ્યક વગેરે ખાતાં.

સરકારી નોકરોને તથા રૈયતને ઓસડ કરવાને વૈદ્યકખાતુ, શીળી કહાડવાને શીતળા ખાતું, અને લોકોની આરોગ્યતા ન બગડે તે માટે સેનેટરીખાતું છે.

લોકોના ખપને માટે જોઈતા રૂપિઆ અને પૈસા પૂરા પાડવાને

ટંકશાળ.

સરકારી ટંકશાળ છે તેમાં રૂપિઆ અને પૈસા પાડવામાં આવે છે.

ટપાલ ખાતું.

સર્વેથી મોટા ખાતામાંનું એક ટપાલ ખાતું છે તે આપણા કાગળો, પુસ્તકો, મનીઆર્ડરો, વગેરે લઇ જાય છે અને પહોચાડે છે, આપણે બચાવેલાં નાણાં વ્યાજે રાખે છે અને આપણે સારૂ સરકારી લોન ખરીદે છે. હમણા લગભગ દરેક ગામડામાં ટપાલની ગોઠવણ કરી છે તેથી હિંદને એક છેડેથી બીજે છેડે આપણા કાગળો વગેરે ઉતાવળે અને સહી સલામત જઇ શકે છે. એ ખાતાના સૌથી ઉપરી અમલદારને ડિરેકટર-જનરલ આવ્ ધ પોસ્ટ ઓફિસ આવ્ ઇન્ડિઆ કહે છે.

તારખાતું

વળી તારખાતું પણ તાર મારફતે સંદેશા પહોંચાડવાનું તથા નાણાં પહોચાડવાનું કામ કરે છે.

રાજ્યના બીજાં ખાતાં

ખેડુતને કેટલી વિઘોટી ભરવાની તે ઠરાવી આપવાને માપણી ખાતું, ખેતીના કામપર દેખરેખ રાખવાને, ખેડુતોને નવાં બીજ આપી તથા ખેતીની નવી પદ્ધતિઓ બતાવી મદદ કરવાને, અને હિંદની અંદરના તથા

બહારનાં વેપાર સંબંધી હકીકતો પ્રસિદ્ધ કરવાને ખેતીવાડી અને વ્યાપાર ખાતું, લશ્કરોને ખોરાક તથા લૂગડાં પૂરાં પાડવાને કૉમ્મિસેરિઍટ ખાતું, જંગલોમાંનાં ઝાડોનું રક્ષણ કરવાને જંગલ ખાતું, મીઠું, દારૂ, આદિ વસ્તુઓપર લેવાતી જકાતની દેખરેખ રાખવાને કસ્ટમ ખાતું, વગેરે બીજાં અનેક ખાતાં છે.

સેક્રેટરિઅટ. હિંદની રાજ્યવ્યવસ્થામાં દરેક ગવર્નમેન્ટના હાથ હેઠે સેક્રેટરિઅટ ખાતું છે. બધા હુકમો અને ઠરાવો સેક્રેટરીઓની સહીથી બહાર પડે છે. એ કચેરીમાં સ્થાનિક અમલદારોના અનેક પ્રકારના રીપોર્ટો આવે છે અને તેઓની વ્યવસ્થિત રચના કરવામાં આવે છે. હિંદની વરિષ્ઠ સરકારના એ ખાતામાં સાત શાખાઓ છે તેઓમાંની પ્રત્યેકને રાજ્યનું જુદું જુદું ખાતું સોંપેલું છે. એ શાખાઓના ઉપરી અધિકારીઓને અનુક્રમે પરદેશ ખાતાનો સેક્રેટરી, સ્વદેશ ખાતાનો સેક્રેટરી, મહેસૂલ અને ખેતી ખાતાનો સેક્રેટરી, વસૂલાત ખાતાનો સેક્રેટરી લશ્કરી ખાતાનો સેક્રેટરી, સરકારી બાંધકામ ખાતાનો સેક્રેટરી, અને કાયદા બાંધનારા ખાતાનો સેક્રેટરી કહે છે. ઇલાકામાં અને લેફ્ટેન્ટ ગવર્નરોના તથા મુખ્ય કમિશનરોના તાબાના પ્રાંતોમાં એજ ધોરણે સેક્રેટરીઓની આફિસો છે. પરંતુ સેક્રેટરીઓની સંખ્યા એકથી ત્રણ કે ચાર લગી માત્ર હોય છે. દરેક સેક્રેટરીના હાથ નીચે અંડર સેક્રેટરી હોય છે, ગવર્નર–જનરલને તથા ગવર્નરોને પોતપોતાના ખાનગી ( પ્રાઇવેટ ) સેક્રેટરીઓ હોય છે તેઓ એનાથી જુદા છે.

મ્યુનિસિપાલિટીઓ તથા લોકલબોર્ડો. મોટાં નાનાં શહેરોમાંનું તથા તાલુકામાંનું કેટલુંક સ્થાનિક કામ કરવાને મ્યુનિસિપાલિટીઓ તથા લોકલ બોર્ડો છે; ઉપજ, ખર્ચ તથા વહીવટનો અધિકાર તેઓને કાયદાથી મળ્યો છે. સને ૧૮૯૧–૯૨ માં મ્યુનિસિપાલીટીઓની સંખ્યા સુમારે ૭૫૫ હતી. તેઓમાં ૧,૫૭૪૨,૫૮૧ માણસ વસતાં હતાં અને રૂ. ૯,૮૭,૬૩, ૭૪૦ ની

ઉપજ થઇ હતી. કેટલીક મ્યુનિસિપાલિટીઓમાં કમિશનરોની અમુક સંખ્યાને લોકો ઠરાવે છે.

હિંદ સરકારની ઉપજ

સને ૧૯૧૦–૧૧ ની સાલમાં બ્રિટિશ હિંદની કુલ ઉપજ રૂ. ૧,૧૫,૦૦,૦૦,૦૦૦ થઇ હતી. એથી દેશી રાજ્યોની વસ્તી બાદ કરતાં બ્રિટિશ હિંદમાં વસનાર પ્રત્યેક આદમી દીઠ કર દર વરસે ચાર રૂપિઆ આવે છે. એ ઉપજ નીચે પ્રમાણે હતી.

| ઉપજ | રૂપીઆ |
|---|---|
| જમીનના ગણોતના.......... | ૩૧·૭૧ |
| રેલ્વેના ........................ | ૧૮·૯૪ |
| એકસાઇઝ (દારૂ ૭૦) ........ | ૧૦·૨૪ |
| કસ્ટમ્સ ........................ | ૯·૬ |
| અફીણ ........................ | ૬·૯૮ |
| પોસ્ટ ઓફીસ, તાર, ........ | ૪·૬૦ |
| ટંકશાળ, રેલવે, નહેરો, ...... | ૫ ૪૦ |
| મીઠું,........................ | ૫·૯ |

જમીનનું ગણોત માણુસ દીઠ દર વરસે બંગાળામાં એક, મદ્રાસ ઇલાકામાં દોઢ, અને મુમ્બાઇ ઇલાકામાં સવાબે રૂપિઆ આવે છે. ખરૂં જોતાં અફીણુ પરનો કર હિંદને આપવો પડતો નથી, કારણ કે લગભગ તમામ અફીણુ ચીન જાય છે. પણ હવે અફીણનો ખપ બંધ પડતો જાય છે અને થોડાં વરસમાં તદન બંધ પડશે. સેંકડે પંચોતેર ટકા મીઠું હિંદમાં બનાવવામાં આવે છે અને બાકીનું યૂરોપથી આવે છે, મીઠાપરનો કર દર મણે અઢી રૂપિઆ છે. દર વરસે માણુસ દીઠ સુમારે સાડા પાંચ શેર મીઠું ખપે છે તેથી મીઠાપરનો કર માથાદીઠ લગભગ ચાર આના આવે છે. સ્ટાંપ તથા આબકારીની ઉપજનો બોજો જે લોકો કોર્ટોમાં કજીઆ લડે છે અને દારૂ વગેરે માદક પદાર્થોનો ઉપયોગ કરે છે તેઓના ઉપર મુખ્યત્વે પડે છે. હ-

મણુા તમાકુપર કર લેવામાં આવતો નથી, અફીણુપરનો કર બાદ કરીએ તો સને ૧૯૦૦–૧૯૦૧ માં કરવેરાનું ઉત્પન્ન રૂ. ૧,૦૫'૨૫,૫૦,૭૩૫ થયલું ગણાય, એમાં લોકલ ફંડ અથવા મ્યુનિ· સિપલ કરવેરાનો સમાવેશ થતો નથી. બ્રિટિશ હિંદની વસ્તીનો ભાગ્યે ત્રીજો ભાગ ગ્રેટબ્રિટન અને આયર્લાંડમાં વસે છે. તોપણ ત્યાં લગભગ સીતેર કરોડ રૂપિઆ કરવેરાથી ઉત્પન્ન થાય છે ત્યાંના લોકોને માથે ભારે સ્થાનિક કરવેરા પડે છે તે તો જુદા.

હવે એ ઉપજ શેમાં ખરચાઇ હતી તે જોઇએ. ખર્ચની વિગત નીચે પ્રમાણેઃ—

ખર્ચ

| નીર્ચ | રૂપિઆ. |
|---|---|
| મહેસૂલ ખાતે…………………… | ૧૧,૩૨,૮૫,૧૧૫ |
| વ્યાજખાતે…………………… | ૩,૨૦,૮૪.૧૫૦ |
| પોસ્ટ આફીસ, તાર તથા ટંક-શાળ ખાતે …………… | ૭,૭૩,૬૪,૫૦૦ |
| સિવિલ ખાતાના પગાર તથા ખર્ચ ખાતે…………………… | ૧૬,૪૫,૭૪,૩૩૦ |
| પરચુરણ સિવિલ ખર્ચ ખાતે | ૫,૯૮,૦૮,૫૫૦ |
| દુકાળ ટાળવા ખાતે તથા વીમા ખાતાના ખાતાના ………………… | ૬,૨૩,૪૫,૧૬૦ |
| રેલવે, નહેરો, વગેરે બાંધકામ ખાતે…………………… | ૩૬,૫૩,૫૩૨૯૫ |
| લશ્કરી ખાતાના………… | ૨૨,૬૨,૪૧,૯૮૫ |
| વિશેષ બચાવનાં કામો ખાતે | ૧,૦૨,૯૭૦ |
| કુલ. | ૧,૧૦,૧૧,૬૦,૪૮૫ |

મહેસૂલ ખાતે જે ખર્ચ થાય છે તેમાં જમીનનું ગણોત ઉઘ· રાવવાના, અફીણ અને મીઠું પકવવાના, જકાત, જંગલ, અને બીજાં

ખાતાંના ખર્ચનો, અર્થાત્ મુખ્ય વેરા ઉઘરાવવાના ખર્ચનો સમાવેશ થાય છે. રેલવે તથા નહેરો બાંધવાને, દુકાળ પડે તેવારે લોકોનું દુઃખ ટાળવાને, દેશનું રક્ષણ કરવાને, અને બીજાં કારણોથી સરકારે જે નાણાં કરજે લીધાં છે તેનું વ્યાજ આપવું પડે છે. હિંદને માથે સરકારી દેવું સને ૧૮૮૫ માં ૧૬૨ કરોડ રૂપિઆ હતું. ઇંગ્લાંડને ૮૦૧ કરોડ રૂપિઆનું દેવું છે. હિંદના દેવાનું વ્યાજ ત્રણથી ચાર ટકા છે. એવી ગણતરી કરવામાં આવી છે કે એ વ્યાજને પેટે હિંદના પ્રત્યેક માણુસને વરસે આસરે ૭ આના આપવા પડે છે. એ વ્યાજે લીધેલાં નાણાંનો શુમારે ત્રીજો ભાગ માત્ર હિંદના દેશીઓએ ધીરેલો છે. ટપાલ, તાર, અને ટંકશાળ ખાતાંના ખર્ચની રકમ એ ખાતાંના નોકરોના તથા તેઓ લોકોનું કામ કરે છે તેના ખર્ચમાં વપરાય છે. સિવિલ ખાતાંના પગાર તથા ખર્ચ ખાતાની રકમ એ ખાતાંના તમામ દેશી તથા યૂરોપી નોકરોના પગાર ખાતે તથા દીવાની અને ફોજદારી કોર્ટોના ખર્ચ ખાતે વપરાય છે. એમાં પોલીસ, જેલ, પોલિટિકલ, કેળવણી, વૈદક, તથા બીજાં નાનાં ખાતાનાં ખર્ચનો સમાસ થાય છે. ફકત કેળવણી ખાતે સરકારને દરવરસે લગભગ પોણાબે કરોડ રૂપિયા ખર્ચ થાય છે, પરચૂરણ સિવિલ ખર્ચની રકમ દેશી રાજાઓના વંશજોનાં પેન્સન ખાતે, સિવિલ ખાતાંના કામદારોનાં પેન્સન તથા અલાવન્સ ખાતે, ધર્માદા બક્ષિસો ખાતે જંગલી પ્રાણીઓને મારી નાંખવા સારૂ ઇનામ ખાતે, સરકારી ઓફિસોમાં કાગળ વગેરે લખવાનાં સાહિત્યો પૂરાં પાડવાના તથા છપામણી ખાતે તથા બીજા ખર્ચ ખાતે વપરાય છે. યૂરોપમાં પગાર, પેન્શન, ખરીદેલો સામાન, લોનનું વ્યાજ, વગેરે ખાતે રૂપિઆને બદલે સોના નાણું આપવું પડે છે તેના વટાવ ખાતે લગભગ ચાર કરોડ રૂપિઆ થાય છે. દુકાળ પડવાનો સંભવ જણાય તેવારે અથવા દુકાળ અટકાવવાને બાંધકામો કરાવવાં પડે તે ખાતેના ખર્ચ પેટે દરવરસે લગભગ આઠ લાખ રૂપિઆ જુદા રાખવામાં આવે છે. સને ૧૮૭૬–૭૮ માં મદ્રાસ અને

સંયુક્ત પ્રાંતોમાં તથા સને ૧૮૯૯-૧૯૦૧ માં મુંબાઈ ઇલાકામાં અને હિંદના બીજા ભાગોમાં દુકાળ પડયો હતો ત્યારે સરકારે લગભગ તે તે સાલમાં બે કરોડ રૂપિઆના મહેસૂલની છૂટ મુકી હતી અને લોકોને અન્ન પૂરૂં પાડવામાં તથા બાંધકામ કરાવવામાં શુમારે આઠ કે નવ કરોડ રૂપિઆ ખરચ્યા હતા. સરકારી રેલવે તથા નહેરોના ચાલુ ખર્ચ ખાતે અને અમુક વ્યાજ આપવાની સરકારે આપેલી બાંહેધરીથી રેલવે કંપનીઓએ ખરચેલી રકમોના વ્યાજ ખાતે લગભગ સાડીછત્રીસ કરોડ રૂપિઆ ખર્ચ થાય છે. હિંદના રક્ષણને અર્થે તથા દેશની અંદર સલાહશાંતિ રાખવાને સુમારે ૨,૦૬,૦૦૦ દેશીઓનું તથા ૭૩,૦૦૦ યુરોપીઓનું લશ્કર રાખવું પડે છે તેનો ખર્ચ લગભગ તેવીશ કરોડ રૂપિઆ થાય છે. લંડનમાં હિંદ ખાતાના સ્ટેટ સેક્રેટરી, તેની કૌન્સિલ, તેમના તાબાના આંફિસો વગેરેનો ખર્ચ વરસે શુમારે પચીસ લાખ રૂપિઆ થાય છે.

## સમાપ્ત.